—બનામે ખુદા—

પારસી હાઉસીંગ ફન્ડના લાભ માટે.

# પારસી હરીશચંદર

યાને

## ઈમાનદારી ઉપર સિતમગારી.




નાટક લખનાર—ડૉ૦ જેહાંગીર વાડયા, L. M & S.

ગાયનો જોડનાર—મી. પેસી પી કાપડયા, B. A. B. E., (Civil) [ 'ઉફે' હયરત "]


(મરહુમ ડૉ૦ અરચશાહ કુપરના વારસોની મહેરબાનીભરી પરવાનગીથી.)


૧૯૨૬

# દીબાચો



——:૦:——

સુકર તે યઝદાનનાં કે "પારસી હાઉસીંગ ફંડ" જેવી એક પુન્યવંતી કોમના લાભ અર્થે લોકોનો માનીતો ખેલ "પારસી હરીશચંદર" અગીયારમી વખત ભજવી બતાવવા હમે મેડીકલ એમેચ્યુઅર્સો બહાર પડીએ છીએ. નાટકતખતા પર આ અમારો અઢારમો દેખાવ છે, અને છેલ્લાં બાર વરસમાં અઢારે અઢાર ખેલો પારસી ચેરીટીઓ માટે ભજવી બતાવવાનો "રેકૉર્ડ" માટે હમો મેડીકલવાલાઓ વાજબી રીતે મગરૂર છીએ. ગરીબ અને મધ્યમ વરગના પારસીઓનો સસ્તાં ભાડાંનાં ઘરો માટેનો તવલાટ ઘણો અફસોસકારક છે, અને કોમની એવી એક તાકીદની હાજત માટેનાં એક ભલી ભલાઇનાં કામમાં અમો મેડીકલ એમેચ્યુઅર્સો અમારો અદના ફાલો આપી શકયે એ અમારી ખુશનસીબી છે.

આ ખેલ સરંજામ પાર ઉતારવા માટે મારી સાથ ખેલમાં ભાગ લેનારા અને પોતાનો અભ્યાસ અને પ્રેકટીસના કીમતી વખતનો ભોગ આપીને ઉલટ અને દીલસોજીથી મદદ આપનારા મારા ભાઇબંધ મેડીકલ સ્ટુડંટો અને મીત્રોનો અંતકરણનાં ઉંડાણથી આભાર માનું છું. "કોમ સેવા" એ અમો મેડીકલવાલાઓનો મગરૂર "Motto" છે અને ગરીબ હમદીનો પ્રત્યેની હાજર હઇડે ધરીને કોમ સેવા બજાવવાની ઉલટ અને કાલજી ધ્યાનમાં રાખીને એ મારા કોલેજ બીરાદરો મને બાર બાર વરસો થયાં જે કીમતી મદદો ને સેવાઓ આપતા રહયા છે, તે માટે ઉપકાર માનવાના મારી પાસે પુરા શબ્દો નથી. મારી બાજુમાં ખડા રહી ધંધાની અગવડો ખમીને અને ચાલુ સંગીત મદદ આપનાર મારા મહેરબાન માયાલુ મીત્રો ડાકટરો જમશેદ માણેકશા, મીનુ લંગડાના, ધનજીશા લવંગીઆ, અને અમારા માનીતા અને પોતાની શ્રેસફુલ એકટીંગથી જાણીતા થયલા લેડી કેરેકટર ડા૦ જાલ પટેલનો ખાસ ઉપકાર માનું છું. આ ખેલ ઉપલા ચેરીટીના લાભ અર્થે મફત ભજવી બતાવવાની પરવાનગી આપવા માટે અમે લોકો મરહુમ ડા૦ એરચશાહ કુપરના વારસોના આભારી છીએ. ખેલને લગતા ડ્રેસો અને સામન વાપરવા આપવાની લાયકી માટે મી૦ હોમી માસ્તરનો, તેમજ ખેલનાં ગાયનો જોડનાર અને અમુને પ્રેકટીસ આપનાર અમારા ભલા દોસ્ત મી૦ પેસી કાપડયા ઉર્ફે "હયરત" ના આભારી છીએ. જાણીતી અને પ્રજા વરગમાં માનીતી થયલી "કાતરક

હોઝીયરી વર્કર્સ"ના માલેકો મી૰ અને માસીસ કાત્રક એલને લગતી ચીજો બાબા સુટ, તાજ, મેડલો વગેરે કીંમતી ચીજો, મુફત બનાવી આપવા માટે હમો એ અથોરનાન જોડાંનો ઘણો આભાર માનીએ છીયે ઉપલી ચીજો મજકુર કંપનીની ભરતકામની કારીગીરી અને હુન્નરમંદી બતાવી આપે છે. છેવટે તમો મહેરબાન બાનુઓ અને ગ્રહસ્થો જેઓ મેડીકલ એમેન્યુઅસોને હમેશ ઉલટ અને ઉત્તેજન આપતાં રહો છો તે માટે અમે લોકો તમારા અહેસાનમંદ છીએ. અમારો શુભ નેમોની તમો મેહરબાનો જે પીછાણ અને પ્રશસા કરો છો એજ અમારી અદના મહેનતનો પુરતો બદલો છે.

લી૰ સેવક,

**જાહાંગીર વાડયા.**

મુંબઇ, તા૰ ૨૭–૨–૨૬.

---

હીંદુસ્તાનમાં હોઝીયરી માલ બનાવવામા સઉથી આગેવાન

**કાતરક હોઝીયરી વર્કર્સ છે.**



પારસી હુરીસચંદર અને બાઓ (ફ્રીડ જીજુ).

# CHARACTERS.

## MALES.

**રાજા ઇંદર**—બહેસ્તનો રાજા. ડા. મેલ્લી વાડીયા.

**વીશ્વામીત્ર**—મંચુની કસોટી કરનાર રૂસી. મી. મીતુ વેસુના.

**નારદમુની**—એક તુમરા અથરાઉ ફરેસ્તો. મી. ડોસા દેસાઇ.

**સુરદાં ફરોસ**—મંચુનો વખાણનાર ફરેસ્તો. ડા૦ જહાંગીર વાડયા.

**મંચુ કાવારાણા**—સોલાપુરનો ઇમાનદાર પારસી બાદશાહ. ડા૦ જહાંગીર વાડયા.

**પ્રધાન** .. ... .. ... ડા૦ મેલ્લી વાડીઆ.

**અદુ એસકી**—વીશ્વામીત્રનો પ્રાઇવેટ સેક્રેટરી. મી. સોલી કુપર.

**જીજુ**—મંચુ કાવારાણાનો ગાદી વારસ શાહજાદો મી. માણેક પારડીવાલા.

**વાણીયો** } મંચુ અને પરીનને ખરીદનારા { મી. ડોસા દેસાઇ.
**પારસી** } { મી. હોસંગ માંડવીવાલા.

**એડમીરલ વૉન ટરપીઝ**—કયસર તરફથી મંચુ આગળ આવેલો એલચી. ડા૦ મેલ્લી વાડીયા.

**ઉસતાદજી**— ... ... ... ... મી. ફીરોઝ એનજીનીઅર.

## FEMALES.

**પરીચહેર**—મંચુની મોહરદાર. ... ડા૦ જાલ પટેલ.

**મીસ મૉડ એલન**—મંચુની દરબારમા આવેલી નાચનારી મી. રાનજી.

**આયા** ... ... ... ... મી૦ હોસંગ માંડવીવાલા.

દરબારીઓ, ચોપદાર, વીગેરે, વીગેરે.

બાનુઓ અને ગ્રહસ્થો,

આજના વીસમી સદીનાં રોલસ રોઇસ અને એરોપ્લેનના હુનરમંદીના જમાનામાં એકાદ અસલી જમાનાના બળદના ખટારામાં યા હાથનાં હલેસાં મારવાની બોટમાં સુસાફરી કરવી જેટલી અગવડ અને કંટાલાભરી લાગે છે તેટલીજ બલકે તેથી વધુ આજના વીજળીક સાયન્સના આગળ વધેલા જમાનામાં દર બબે અને ચાર ચાર મીનીટે હાથનાં ચાવી આપવાનાં ગ્રામોફોન અગવડ અને કંટાલાભરયાં લાગે છે.

છેલામાં છેલા સુધારા વધારા સાથનાં ઓટોમેટીક સેલ્ફ સ્ટારટીંગ **પેટંટ મોતોફોન વીજળીક મોટરનાં પ્રાઈમાફોન્સ** તમારી ચાવી આપવાની કડાકુટ હંમેશની દુર કરે છે ફકત તેનું ઓટોમેટીક લીવર ફેરવવે વીજળીક મોટર ચાલુ અને બંધ થાય છે. પહેલેથી છેલે સુધી એક સરખી સરલ ચાલથી ચાલે છે અને અસલ ગાનારાઓનું સંગીત તથા મ્યુઝીક તેના અસલ રુપમાં તમો આગલ આબાદ રજુ કરે છે. મનપસંદ ડીઝાઇનોનાં ઓક મેહોગની અને વોલનત પોલીસ્ડ, ટેબલ ગ્રાંડ અને કેબીનેટ ગ્રાંડ મોડલસો **કાલબાદેવી પર આવેલી બોમ્બે ફોનો જનરલ એજન્સીના** ફુસાદ શો રૂમમાં જોવાને ખુલા મુકયાં છે.

કીંમતમાં ચાવીવાલાં સારાં મેકરનાં ગ્રામોફોન્સ કરતાં સસ્તાં. એકવાર જોઇ જવાની ખાસ ભલામણ કરવામાં આવે છે.



સોલાપુરના છેલ્લાં પારસી બાદશાહી કુટુંબનો રાજત્યાગ.

૧૨૮૭૩

# ખેલનો ટુંક સાર.

---

## SCENE I.

રાજા ઈંદ્રની દરબારનો દેખાવ. ફરેસ્તાઓ વચ્ચે ફાની દુન્યામાં કોઇબી આદમી ઇમાનદાર હોઇ શકે યા નહી તે વીશે તકરાર. મુરદાં-ફરોસ સોલાપુરના સત્યવાદી પારસી બાદશાહ મંચુ કાત્રારાણાની નેકી ને ઇમાનદારીની તારીફ કરેચ. વીશ્વામોત્ર, મંચુ આફતોમાં પોતાનું ઇમાન સાચવી શકે તે માટે શક બતાવે છે. તકરાર થતાં રાજા ઈંદ્રની રજા લઇને વીશ્વામીત્ર મંચુની કસોટી કરવા પેલી દુન્યામાં જાય છે.

## SCENE II.

બાદશાહ મંચુ કાવારાણાની દરબાર. વીશ્વામીત્રે દરબારમા આવી મંચુ પાસે પોતાના પરમાર્થી ફંડમા ભરવા હજાર ગીનીની મદદ માગે છે. પૈસાની મદદ કબુલ કરાવવા બાદ વીશ્વામીત્ર એક જાણીતી નાચનારીને મંચુની દરબારમાં મોકલી, તેની પાસ સાદીનો કોલ માગે છે. નાચનારીને કાઢી મુકવાથી વીશ્વામીત્ર પોતાનું અપમાન થયલું જાહેર કરે છે. તકરાર થતાં મચુ વીશ્વામીત્રને રાજપાટ સોંપી જંગલમા બૈરી છોકરાં સાથે ચાલી જાય છે.

## SCENE III.

પૈસાની ચાલુ ઉઘરાણીથી કંટાળી જઇને, તેમજ પોતાના ઇમાનપર મુસ્તાક રહીને, મંચુ બૈરીને અને બચ્ચાંને પ્રેસીડંટ કોસવેળને ઘેર વેચી નાંખે છે. ને પોતેબી વેચઇને વાંદરા ક્રીમેટોરીયમમાં નોકરી રહે છે.

## SCENE IV.

બાઓ જીજુ ગીત ગાઇને નાંચવા જતાં વીશ્વામીત્રે ફેંકેલી કેરાંની છાલ પરથી સરી પરીને ગુજરી જાય છે.

## SCENE V.

વાંદરા ક્રીમેટોરીયમમાં મંચુનો બળાપો. બુચાનું મુરદું લઇને પરીચેહેર ત્યાં આવી પુગે છે. મંચુ, બૈરી અને બુચાને પીછાણે છે. માય બાપનો બુચાને માટેનો જીગર તોર કકલાટ; મંચુ લાશને હંમેશની ફી વગર ક્રીમેટોરયમમાં દફનાવા ના પાડે છે. કયસરનાં દરયાઇ કાફલાનો વડો એડમીરલ વૉન ટરપીઝ જો મંચુ કયસરને ગાદીપર બેસાડવામાં મદદ કરે તો જીજુને જીવતો કરી આપવાની લાલચ બતાવે છે. મંચુ ધીક્કારથી એ માંગણી ના પારે છે, અને વૉન ટરપીઝને કાઢી મુકે છે. પરીચેહેર પર ચોરીનું ખોટું બોહતાન મુકાય છે, અને મંચુને હાથે તેને ગરદન મારવાનું ફરમાન બાહેર પડે છે. રાજા ઇંદ્ર મંચુને પરીચેહરને ગરદન મારતાં અટકાવે છે, જીજુને સજીવન કરે છે ને મચુની ઇમાનદારીપર આફરીન કરી તેને બેહેસ્તમાં લઇ જાય છે.

---



ઈંદ્રની દરબારના ઓનરરી મેમ્બરો.

ફેરેસ્તાઓ— ( ૧ )

જય જય કેવી આ અમર ઝીન્દગાની—
નહી ખતરાટ જ્યાં કાંઇ દુન્યાની—
વસીયે સહુ જ્ઞાની-આબાદાની-માની લઇએ અભીમાની-૦
જંજાળ નજરની કાંઇ જાણી-નહીં રાજ કરે કોઇ ધણિયાણી—
ગમતી ઝીન્દગાની-જાવેદાની-વસતી પચરંગ પરજાની—
કોલી, મુલ્તાની ને અડવાની-હીંદુ મુસલમીન ઇરાની—
હમ ડાહ્યા આગળ-છે સહુ પાગલ-ભજે ભાગલ અજાની—
સાજે નહીં કાંઇ નાંક-સુકાણી-ઢીસકી-ખાંડી-નહીં લાલ પાણી—
તો પણ રહીયે સહુ મસ્તાની-ભર રર ભમ ભમ ભમ—૦
દાદારી દરબારનાં દાની સુખોનાં છૈયે શહેલાણી—
પહેલાં ગમતને પીછાણી-ગાવામાં હમ્મેશ ગુલતાની—
તર રર રર રર તમ તમ-ભર રર રર રર ભમ ભમ—
ધર રર રર રર ધમ ધમ-૦

ઉસ્તાદ— ( ૨ )

(પીલુ ગઝલ—રાહ).

શીકસ્તે દીલ તેરે કુચેમે આન બયઠે હય
કરાર નહી દીલકો, બેકરાર બયઠે હય—શીકસ્તે
ખુદાકે વાસ્તે પરદેશ નીકલ તું ભાગે
બહોત દીનોસે તેરે ઇન્તેઝાર બયઠે હય
ભરોસા નહી દુન્યામે કુચ ઝીદગીકા
ફનાકી કીસ્તીમે લાખો સવાર બયઠે હય—શીકસ્તે

વીશ્વામીત્ર— ( ૩ )

લેઉ ખુદાનું નામ, ને ફત્તેહ કરૂં મારૂં કામ,
ઉતારૂં સરનજામ, નહી તો ખાવું છે હરામ—લેઉ.
સચ્ચાઇના રાહ પરથી એને આંટી હું મારૂં,
ગુમાન એનું કારૂં, પીનરારૂં, એને દારૂ,
છોડાઉ બહેસ્તનું બારૂં, પરવારૂં, પરવારૂં,
જાઉં બહેસ્તને મુકામ—લેઉ.

---

જીજુ— ( ૪ )

જોઈ લેવો યારો આયો હું તો રે છુટી જેલથી
નાચતો કુદતો ઉછળીને હું બેસું પપાને ખોલે
જીગરૂં મારો આયો દીકરો એમ કરી મમા બોલે—જોઈ
ગાંડો ઘેલો થઈ ભારતના ઘેરમાં ઘુસી જાઉં
આંખ મીચાવો પલમાં મરવાં બટકાં પીટ્ટી લાઉં—જોઈ
મરૂં હું આખા મોહલ્લાને, જો મને ન મારે કોઇ
મકદુર નહી કોઇ હાથ ઉંચકે. સાત પેઢી નાખું ધોઇ.—જોઈ

દરબારીઓ— ( ૫ )

પરવરદેગાર-તહારો આધાર-કુલ જગતનો પાલનહાર—
દાદાર-દાતાર-આલા સરદાર-જગત-જુગત સરજનાર-૦
રંક કે રાયનો તું પાલનાર-ખીલે છે તુજથી જગ-ગુલઝાર—
કુલ સંસારનો તું સણગાર—યા ખુદા-યા ખુદા—
આદમ જાત છે તું પર નિસાર-નિસાર-નિસાર-નિસાર-૦

ઉસ્તાદ— ( ૬ )

(ભીમપલાસી—રાહ).

ઇસ્કે સનમકો કયા કરૂં
દીલ મેરે માનતા નહી
ઇસ્કે સીવા મય કયા કરૂં
દીલ મેરે માનતા નહી—ઇસ્કે.
વો હમપે જફા કરે, મય ઉનપે વફા કરૂં
વો હમપે સીતમ કરે, મય ઉનકો સદા કરૂં—ઇસ્કે.

પરીન— ( ૭ )

પાન ખાઇ પીચકારી મારીરે—પાન
મારી મારી મારીરે—પાન ખાઇ પીચકારી મારીરે.
પાવલીરે ખરચીને પીટમાં બેઠા—પાઘડીની માય મારી નાંખીરે—પાન.
ઇરાની લોહી તારૂં રસપર ચરયું—
અરે દુમ દબાવી નાઠા રે—પાન.

---

**ચોપદાર ને મંચુ—** ( ૮ )

બાદશાહ ઓ મારા, સાંભળ ઓ પ્યારા, કાન તું ધરી.
મડમની પોરી ગોરી ગોરી આવીને મળવા માંગેચ.
તારી મરજી હોય તો એને હાજર કરૂં દરબાર—બાદશાહ

* * * * *

જાણીતી નાચનારી એ તો ખરી,
મોડએલન નામથી ઓળખાય.
વઝીર મારા જાતે જઇને
કહોકે હાઝીર થાય—બાદશાહ૦

( ૯ )

નર હઝારો—શુર સરદારો—તેબી હારયા બઇરીથી—
ગરીબ હો યા હો જરદારો—તેબી હારયા બઇરીથી—
કોરટ કજીયા જીતનારાઓ—તેબી હારયા બઇરીથી!
બ્હારના મોટા ઓધેદારો—ઘેરમાં હારયા બઇરીથી!
બાગો પાડનાર બલદીઓ—ચુપ થયા હાય બઇરીથી!
મુંછો વાલા મરદાજીઓ—તેબી હારયા બઇરીથી!

**વીશ્વામીત્ર—** ( ૧૦ )

દુર કર તારી સુરત મારી સાંખેથી મંચા
પ્રેમ ભરી એક પુતલીનું દીલ તેં તોરી નાંખ્યું ઓ મુજી બચ્ચા—દુર
ન કીધી માયા ને મોહબત
ન રાખી તેં જરા મુરવત
દુર કર મુખ કયસર સયતાન
લાજ કેમ નહી આવી.

**દરબારીઓ—** ( ૧૧ )

ઓ નામી! ઓ કામી! છઇએ હમે ગમખાર
તું ગયાથી ગુજરી જાય છે કંઈ કચના રોજગાર
ફુટયાં બહુ—લુટયાં—સહુ ઘોલે દીન ઘરબાર—
તોયે નહી તુજ રાજમાં કોઈ દંડાયા દરબાર—
કાપીયાં કંઈ કચના ગજના ધરી તુજપર આધાર—
સહુ હવે તો જલ્દી થઇશું હાય! એકડા એકાર—

વીશ્વામીત્ર— ( ૧૨ )

અરે માનવ-અરે દાનવ-પકડ તું સ્થાન, ન થા હયરાન,
અરે મહારાજ-ન કર તારાજ- તારૂં રાજ જરા તો માન
કોણનું બચ્ચું-કોણનું કચ્ચું-બઇરી કોણના બાપનો માલ,
મોઢું ખોલી-જુઠું બોલી-ઉડાવ દીકરા વાવટો લાલ—કોરસ.
અરે નાદાન-ન ખો ઇમાન-ધર તુ ધ્યાન-રૂસીનું માન
સમજ અજ્ઞાન-ખોલીને કાન-બની મહેરબાન-આપી દે દાન—કોરસ.

ભજુ— ( ૧૩ )

હાય! માય, કેમ કરૂં હું હૈયે રાખું કેમ ધીર!
બેઠા બેઠા બેવણુ પગો દબાવે—
પગે રખે હોય ક્ષીર!
મમા, મમા મને લાગીય હવે ભુખ
ખવરાવો પોરી ને ખીર !— ૦

પરીન ને મંચુ— ( ૧૪ )

વ્હાલા ઓ મંચી-જાવુંચ હવે હું તહારી રજા લઇને—
પ્યારી પરીચ્હેર સુખે સિધાર પણ દિલાસો દઇને-૦
દિલાસામાં તો એમજ કહું કે પીચતો ના દારૂ-
ઘેરમાં ખુણે ખુણે ઉભો રહી કહરાવજે ઝારૂ !-૦
દારૂનું હરગીઝ નામ લઇશ નહી આંસુઓના સમ-
તુ ગયા બાદ ભુલાવવા ગમ પીવસ થોરો રમ-૦
છીબા દરજીનું બીલ ચુકવજે વેચી ના ખાતો કાંઈ-
સારી ને બ્લાઉઝની સંભાલ લેજે-ભુલમાં પડે ન ઉધાઈ-૦

ભજુ— ( ૧૫ )

અરે નહી મુંજને છોડી જાવો—
બે દોહોરયાંની તો ઢીંગલી અપાવો--૦
થોડેજ પૈસે, પપ્પા, કાંય તમે વેચાયા-
રંગીલી દરજનનું ગીત ગાવો—૦

---

વીશ્વામીત્ર—                ( ૧૬ )

આય પારસી દિવાનો—મંચુ કાવારાણો—
છે અકકલે કાણો—નેક નર—
ઉછલતી જવાની—ને સાથે ગુમાની—
નાદાની-બેધ્યાની—એક ખર!
આપી ખુદની નારી—તજી ફરઝંદારી—
ને વેચાય છે—બાંધ્યાને ઘર—
એવા પારસી કહેવાતા-તુંજથી સારા ધાટા—
પણ છે તુ નો—બિલકુલ ખચ્ચર—

( કોરસ )

લેવ જોવ! ટોપલો નાંખ્યો માંથા પર,
શાબાશ! શાબાશ! એઈ નેક નર—
પારસીપણાથી તુંજ કીધી તેબાહ!
સુકૃયાણો ત્હારો છે સચ્ચાઈનો રાહ!
લેવ જોવ! ટોપલો નાખ્યો માથા પર!
એઈ લેફટનંટ મંચુ સબર—
એકદમ ત્હારો ફેરો પડાવ ઢીલ વગર—
એઈ ખાનદાની ખચ્ચર!

જીજુ—                ( ૧૭ )

લગનના લીલાંઉમા હોવ કોઇ પોરી ઉમેદવાર
તો સઉ સાંભલો સેવકનો છે પતવાનો વિચાર
રાસ દોરડાં કે રંગ રૂપની નહી ભાંજગડ કંઇ લગાર
જો લાવે રીતમાં પોરી રૂપીઆ રોકડ લાખ દશ બાર.

( કોરસ )

લુલી લંગડી યા મુંગી બેહરી કાણી કુંડી હોય નાર
ઢીંગણી ડબુસ ભલે હો સબુસ નથી તેની કાંઇ દરકાર
પોરી હોય કાલી ગોરી—ચાહે તેવો અવતાર
જાડી પતલી ખુંધી ચેંગી પેંગી-છે બંદો તૈયાર



મંચુ કાવારાણાના ભુખરી દરબારીઓ.

સાસુજી હોય બાચકાં ભરતી સલગે જેમ અંગાર
સસરાજીબી થયા હોય જો પચીસ વાર નાદાર
સાલોબી હોય જેલનો મેમ્બર ! છટ ! કોણુને કનવાર
બસ અહિંતો રીતમાં જોઇએ છ રૂપીઆ રોકડા લાખ દશ બાર—કોરસ.

મંચુ— ( ૧૮ )

અરે પથર જેવું બૈરૂં મેં તો ખોઇ દીધું રેઃ—અરે
સપ્પો બન્યો, સપ્પો બન્યો—સપ્પો બન્યો રેઃ—અરે
વહેમી વીશ્વામીત્રીએ પાત્યાં ગોદડ્યાં,
વર બૈયરનાં સુખની વચ્ચે આંટી મુકી રેઃ—અરે

મંચુ— ( ૧૯ )

કેહ રહા હય આસમાન—રાહ.

આસમાન પોકાર કરે ઓ મંચા આય શું તારા હાલ
નોકર તું ક્રીમેટોરીયમમાં દીન ધરમનો કર કંઇ ખ્યાલ
રાત દહાડો મહેલ તારાપર કરકનો વાવટો
ત્યાં ઉડે નહી ઘોત્યું આજ, અબ વહાં કુચબી નહી
જ્યાં હતાં લેડીઝ છમખાના ને ગવરનરનો મહેલ
ચોંઈ દરજીની છે દુકાનો અબ વહાં કુચબી નહી
કાજ કરનારીઓ બધી તુને ધરીને ઘેરતી
રડાયલીઓ દુર નાસે છે અબ વહા કુચબી નહી
જ્યાં હતી મોનજીની દુકાન—તાજમાં શેમપેન ડીનર
વેચાય છે ત્યાં છમણું ધરભ—અબ વહાં કુચબી નહી
નાટક તખતાઓ ધુજાવતા બાલાવાલાને ખટાઉ
એમેચ્યુઅરો અકરો મરે છે અબ વહાં કુચબી નહી.

પરીન— ( ૨૦ )

હાય ! ઓ છજુ ! ઓ છજુ ! ઓ છજુ !
થયુ શું ? રહું હુ શું કરૂં ! બોલ ખરૂં !—૦
આફત ને સીતમનો છે આ પોકાર
કેરાંની છાલે તો મારયા બસ ઠાર
આબ્યો નહીં કાલે તો કોઇને વિચાર—
કે આજે હતો મરનાર—૦

પારસી કોમના વહાલ અને વિશ્વાસથી આજે પંદર વરસ થયાં
હમે પારસીઓમાં આગેવાન કટર અને ટેલર હોવાનું માન
ધરાવીએ છીએ અને ખુદા ચાહશે તો આ બેસતાં
નવાં વરસમાં તમારો માનીતો કટર

# કે૦ દી૦ માસ્તર

૧૯૨૬ ના સાલથી નવીન **Upto date Style** ના સુટો
નીચે મુજબ બનાવી આપવા તમારી ખીદમતમાં
હાજર છે. **Trial order Please!**

| | | | | |
|---|---|---|---|---|
| સેમી ડરેસ સુટ | કપડાં | સીલાઇ | સાથે | રૂ. ૯૫ |
| કેશમીર સુટ | ,, | ,, | ,, | ,, ૫૦ |
| બલુ સરજ સુટ | ,, | ,, | ,, | ,, ૫૦ |
| બ્રાઉન સરજ સુટ | ,, | ,, | ,, | ,, ૪૫ |
| કાલા ડરેસ વીનીસન સુટ | | ,, | ,, | ,, ૫૫ |
| પામબીચ સુટ | ,, | ,, | ,, | ,, ૩૮ |
| ચાઇના સીલક સુટ | ,, | ,, | ,, | ,, ૫૦ |
| આલપાકા કોટ | ,, | ,, | ,, | ,, ૧૬ |
| બ્રાઉન અથવા બલુ બલેઝર | | | | ,, ૨૫ |
| ગ્રે ફ્લેનલ પેનટ | | | | ,, ૧૫ |
| સફેદ સરજનું પેનટ | | | | ,, ૧૬ |
| **R. 52** નો સાટીન ડક કોટ અને પેનટ | | | | ,, ૧૩ |
| ડાવોનશીયર સીલક સાયા લગન માટે | | | | ,, ૩૦ |

**Address:--Charni Road Junetion ગ્રાંટ રોડ.**

---

આ ચોપડી મી૦ ધનજીભાઈ ડોસાભાઇ નારીયેલવાલાએ ધી કમરશીયલ પ્રીન્ટીંગ પ્રેસ,
૧૧, ભાવસજી પટેલ સ્ટ્રીટ, કોટ, મુંબઈ મધ્યે છાપી છે, તથા
ડૉક્ટર જેહાંગીર વાડયા (એલ. એમ. એન્ડ એસ.) એ સર જે જે.
હોસ્પીટલ, મુંબઇ મધેથી પ્રગટ કીધી છે.